



॥ ॐकाराय नमोनमः ॥

# જીંદગીનું સાર્થક

જન સેવા કરતાં શીખો, પાળી મથન સધર્મ;
પ્રસરાવો સદ્ધર્મને, એ માનવનુ કર્મ.

યોજક

"શ્રી ૐકારેશ્વર શુભેચ્છક સમાજ" નું કાર્ય વાહક મંડળ

પ્રકાશક:- વિદ્યાર્થી, મણિશ્વર ભાઇશંકર જોશી.

સને ૧૯૨૨ સંવત ૧૯૭૭

પ્રથમાવૃત્તિ કીંમત ૦-૨-૧ પ્રત ૧૦૦૦

વિનંતિ:—

આ ચોપડી વાંચ્યા વગર એથી અલગ રહેવું તે ખરેખર પારસમણિની અજ્ઞાનતાથી તે ફેંકી દેવા જેવું છે.



## અર્પણ પત્રિકા.

અહા ! હા ! આ નાનકડી ચોપડી હમે કોને અર્પણ કરીએ. આ ચોપડીનો પ્રચાર કરવો અને કરાવવો, તથા એને ઉત્તેજન આપવું અને અપાવવું, તથા એના ઉદ્દેશોનું પાલન કરવું અને કરાવવું, આ સર્વ વાંચકવૃંદના હાથમાં છે. તો વાંચકવૃંદએ **શ્રી ઓમકારેશ્વર શુભેચ્છક સમાજનું** મુળ છે. અને કોઇપણ વૃક્ષના ડાળ પાનને પાણી જેવી અમૃત વસ્તુ પાવા કરતાં તેના મુળને પાવુ એ શ્રેષ્ઠ ગણાય છે. તેમજ મુળરૂપ હમારા વાંચક વર્ગને આ નાનકડી ચોપડી અર્પણ કરીએ છીએ. તે આટલા માટેજ કે અ[illegible]ડીનો સત્યાર્થ કરે, **લી. કાર્યવાહક મંડળ.**

## આત્મોદ્‌ગાર

રે ભારત ! કદાચ તારૂં સ્વરાજ્ય મોડું થશે, મળશે તો એ તે ભાગ્યેજ ટકશે, અને પાછું પરતંત્ર થશે; કારણ કે તારા તનય તનયાએ હજુ સદ્ધર્મ સ્વીકાર્યો નથી (સત્યાચરણ કીધું નથી,) અહિંસાત્મક લડત માટે જોઇતી શાંતિ, તથા હંમેશને માટે ખામોશ રાખી નથી, પરસ્પર સ્નેહભાવ હજુએ નથી, મોઠાઇની વાસના હજુ ગઇ નથી, છળકપટ તો કાયમજ છે, અને ધર્મને બ્હાને આડંબર તો પ્રચલીત છે. હવે તું તારા તનય તનયાને જ[illegible] અન કહે કે, હે બાળો તમો જાગો, આગ લાગે ત્યારે નિંદ્રા ન લ્યો આ દુનિયા ઉપર હડહડતા અધર્મ રૂપ મોટી આગ લાગી રહી છે. તેમાં તમો એશારામ રૂપી તથા અંધ શ્રધ્ધા રૂપી મોટી નિંદ્રા લ્યો છો હવે એથી જાગૃત થાઓ અને સારી જન સમાજને **જીંદગીના સાર્થકનો** માર્ગ બતાવો. લી. શુભેચ્છક

**વિદ્યાર્થી મણિશ્વર ભાઇશંકર જોશી.**

॥ ૐ કારાય નમોનમઃ ॥

# પ્રસ્તાવના.

## પ્રિય શુભેચ્છકો, ભાઈઓ અને બ્હેનો,

હાલના સભાસદો તથા સદ્‌ગૃહસ્થોના આ ચોપડી સંબંધીના અભિપ્રાયો તથા છપાવવા માટેના આગ્રહથી, તથા મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીજીના તા. ૧૩-૩-૧૯૨૧ ને રવિવારના નવજીવનના અંકમાં સખ્તિનું સોંધારય નામના લેખમાં વાકયો એ છે કે **આપણા દેવાલયોમાં ખરો સુધારો દાખલ કરવાને અને તેમાં પેસી ગએલો સડો કાઢી નાખવાને મારા જેટલું આગ્રેજ કોઈને લાગતું હશે,** એ વાકયોને જેમ બને તેમ જલદીથી ઉપાડી લેવાં, તથા હમારી સમાજના ઉદ્દેશોથી જીજ્ઞાસુને જ્ઞાન કરવા હમને આ ચોપડી છપાવવાની જરૂર પડી છે. એ ચોપડી "મથનમંડળ" (જુઓ મથનમંડળ એટલે શું ?) થી સુધરાઇ નથી. માત્ર થોડાક કાર્યવાહકોના સુધારાથી થઇ છે. માટે જેજે ભૂલો માંહે દૃષ્ટિગોચર થાય તે તે ભૂલો (આપ પૂર્ણ વિચાર કરી) પાયાદાર દલીલો સહિત લખી સમાજ સ્થાને મોકલવામાં આવશે તો હમો તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીશું અને વધુમતે તમારી પાયાદાર દલીલો, વધારા, ઘટાડા કે શંકાઓ મંજુર થશે, તો તે મુજબ સુધરાઇ બીજી આવૃત્તિમાં પ્રગટ કરવામાં આવશે. હમો કબુલ કરીએ છીએ કે વાંક અને વાંસો (પીઠ) એ એકજ માણસ

**પોતાનો બોજ શકતો નથી.** તો તે ન્યાયે હમારી ભૂલો રહે અને જનસમાજ અંધારાને રસ્તે દોરાય તો તેનું પાતક ભૂલો જાણ્યા છતાં છુપાવનારને લાગે છે.

## સુચના.

૧. જેને **જીંદગીનું સાર્થક** કરવું હોય તથા શા માટે **શ્રી ઓમ્‌કારેશ્વર શુભેચ્છક સમાજમાં** દાખલ થવું ! અને દાખલ થઇને શું કરવું ? એ જાણવું હોય તેમણે સંપૂર્ણ શાંત ચિત્તથી આ ચોપડી વાંચવી.

૨. શાંત ચિત્તે પૃથક પૃથક વિચાર કરીને આ ચોપડી વાંચી, તેનો સઘળો સાર સમજી ઉઠતી શંકાના નિવારણ માટે આ સમાજના સભાસદો તથા કાર્યવાહકો સાથે વાતચીત કરી લેવી. જ્યારે પોતાને શંકાનું સ્થાન ન રહે ત્યારે શુભેચ્છક બની પોતાનું અનુકરણ કરવા બીજા લાગતા વળગતાને સુચવવું.

૩. આ ચોપડીના અધ્યયન પછી તમને એના સંબંધી જે મત આપવો ઘટે તે નિર્ભયપણે સમાજ સ્થાને પહોંચાડવો.

૪. આ સમાજના સભાસદો માટે કોઇ પણ રીતે પૈસા લેવાનો ફરજીઆત રિવાજ નથી. અને તેમ કરવું ઉચિત નથી. અને પૈસા વિના તો સમાજની સ્થિતિ અતિ નબળી બને. તમો વિચાર કરી જોશો તો તરતજ ખબર પડશે કે તમો ઘણુંએ કામમાં નિરર્થક પૈસા ખર્ચો છો. તો તેવા પૈસામાંથી બચત રકમ જરૂરથી આ સમાજ જેવી ધાર્મિક સમાજને આપી આર્થિક શક્તિને મજબુત કરજો એટલી હમારી વિનંતિ છે.

૫. જે ભાઇ આ ચોપડી પર લખેલી કીંમત આપવાને અસમર્થ હોય, તેણે પોતાને મળતી રકમ લઇ આચાર્ય પાસે જવું, અને ત્યાંથી તે મળતી રકમથી તથા વિના મૂલ્યે તે લઇ આવવી.

૬. જે ભાઇઓ ભણેલા છે તેમણે અભણ સ્ત્રી અને પુરૂષોનું ટોળું કરી તેઓને સમજ પડે એવી રીતે આ ચોપડી વાંચી સંભળાવવી. આ ભણેલાઓની જનસમાજ પ્રત્યેની મહાન ફરજોમાંની આ એક મહાન ફરજ છે.

૭. જોઇએ એટલા ઉપદેશકોના અભાવે આવી ચોપડીના પ્રચારથી તેવું કામ જોવા ઇચ્છીએ છીએ. માટે તેમ કરવામાં તમો પણ તમારો યોગ્ય ફાળો આપો.

૮. ઐકય બળ વિના કોઇપણ કામ સહેલાઇથી ના થાય, માટે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે તમામ કોમોનું ઐકય બળ કરવા આ સમાજ સ્થાપન થઇ છે.

૯. કોઇપણ ધર્મની કે બીજી કોઇપણ જાતની ચોપડી આ સમાજને ભેટ તરીકે આપવામાં આવશે, તે આ સમાજ ખુશીથી આભાર સાથે સ્વીકારી લેશે.

૧૦. પ્રુફ જોવા તરફ પુરતું લક્ષ આપ્યું છે, છતાં ભૂલો દ્રષ્ટી ગોચર થાય તો તે હંસબુધ્ધિ મુજબ સુધારી સાર લેવા પ્રયત્નો કરજો, અને ભૂલો તરફ લક્ષ આપશો નહિ. એટલી વિનંતિ છે.

ॐ

॥ ૐ કારાય નમોનમ: ॥

# "જીંદગીનું સાર્થક"

**પ્રિય શુભેચ્છકો, સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ,**

આ ચોપડી વાંચવાથી આપને સહજ ખાત્રી થશે, કે શા માટે **શ્રી ઓમ્‌કારેશ્વર શુભેચ્છક સમાજ**માં દાખલ થવું અને દાખલ થઇને શું કરવું એ સંબંધી જનસમાજને જ્ઞાન કરવા અને તેમની **જીંદગીનું સાર્થક** થાય એવો માર્ગ બતાવવા આ ચોપડી લખવાની જરૂર ધારી છે. તો આખી જનસમાજ આ ચોપડી વાંચી સત્યાસત્યનો વિચાર કરી, તે હમને દર્શાવશે અને તે વિચારનો અમલ તાકીદે કરશે. એવી હમો આશા રાખીએ છીએ વળી જો એ ઉદ્દેશો તમને ઉચિત લાગતા હોય તો શુભેચ્છક બની પાલન કરો અને તેમ કરવા બીજાને બોધ આપો એવી હમો આશા રાખીએ છીએ.

પ્રથમ આપણે એ સમાજના નામનો અર્થ કરીશું. તેમાં પહેલું બાહ્ય (બહારનું) અને ગુહ્ય (અંદરનું) રહસ્ય જોઇશું. શ્રી એટલે ભલું અને ઓમ્‌કારેશ્વર એટલે ઓમ્‌કારરૂપ જે વિશ્વ છે ( જે ઇશ્વર તુલ્ય છે ) તેનું શુભેચ્છક એટલે ભલું કરવાની ઇચ્છા રાખનાર સમાજ એટલે ટોળું. અર્થાત્ શ્રી એટલે ભલું, ઓમ્‌કારેશ્વર એટલે ઓમ્‌કાર જે ઇશ્વર છે, તેનું શુભ ઇચ્છનારૂં એટલે સેવન કરનારૂં

સમાજ એટલે ટોળું. આ પ્રમાણે એના બે અર્થ થવાથી એવું સમજાય છે કે "જન સમાજની સેવા" અને "સદ્ધર્મનો પ્રચાર" એવોજ આ સમાજનો મુહામંત્ર છે. અને એ મહામંત્રને આધારેજ બીજા ઉદ્દેશોની યોજના થઇ છે.

તમો આ સમાજને જે ઉદ્દેશો અને આચાર વિચારો ઉપર હાલ જુઓ છો, તે ઉદ્દેશો અને આચાર વિચાર ઉપર પહેલા આ સમાજ ન હતી. પણ એ તો જુદાજ કારણોથી, જુદાજ આચારવિચારો ઉપરથી, જુદાજ ઉદ્દેશોથી સ્થાપન થઇ હતી, કે જે સંબંધી આપને આગળ જાણવાથી સ્પષ્ટ સમજ પડશે.

**શ્રી ગાયત્રી કલબ** નામની ક્રિકેટ કલબના ઘણાખરા મેમ્બરોના આચારવિચારો ઘણાંજ ખરાબ હોવાથી, તેમને સુધારવા માટે ભાઇ મોહનલાલ તુલશીદાશ ગજ્જરે એક દિવસ રમત પુરી થયા પછી સાંજના એક સમાજ સ્થાપન કરવાની દરખાસ્ત મૂકી હતી. જે વધુ મતે પસાર થઇ હતી. અને સંવત ૧૯૭૫ના વૈશાખ સુદ પાંચમ તા. ૪–૫–૧૯૧૯ને રવિવારે સાંજના ઇશ્વર સ્તવન સાથે આ સમાજની સ્થાપના કરવામાં આવી હતી. એ સમાજના ઘણાએ નામો મુકયા હતા, પણ અંતે "**શ્રી ઓમ્કારેશ્વર શુભેચ્છક સમાજ**" આ નામ વધુમતે પસાર થયું. આ નામથી હિંદુ સિવાયની બીજી કોમો વિરૂધ્ધ થઇ. પરંતુ **મણિધરના** ઓમ્ સંબંધી ઉપદેશથી તેમાંના કેટલાકનો ઓમકારની ઉપાસના કરવાનો વિચાર થયો હતો. અને તેથી તેમણે એ નામ મંજુર રાખ્યું. છતાં અમુક રડયાંખડયા મુઠ્ઠીભર મેમ્બરો સમાજના આ નામને લીધે કલબનો અસહકાર કરી બેઠાં હતાં. અંતે ઘણાખરાએ થાકીને સહકાર કીધો હતો. આ

વખતે સમાજનો મુખ્ય ઉદ્દેશ ફક્ત કલબના મેમ્બરોને સુધારવાનો હતો. ત્યાર પછી આરંભે થુગ એવા કેટલાક મેમ્બરોએ એ સમાજને કેટલોક કાળ સુધી ઠીકઠીક ચલાવી. ત્યાર પછી તો આ સમાજની સ્થિતિ કાપેલા વૃક્ષ જેવી હતી. આવી રીતે તેઓ પોતાના, સમાજના, દેશના અને જન સમાજના ઉદય માટેની ખુલ્લી લાગણી બનાવી રહ્યાં હતાં.

આ વખતે **વિદ્યાર્થી મહિધર ભાઇશંકર જોશી** પણ સમાજમાં પ્રથમથીજ મેમ્બર હતાં. એમનાનાં આસરે ૧૨ વર્ષની ઉમરંથીજ **"જનસેવા"** અને **"સધ્ધર્મ"**થી લોકોને જાગૃત કરવાની ભાવના બંધાએલી હતી. અને તે સફળ કરવા પોતાનાથી બનતુ કરી રહ્યાં હતાં, એમને મૂળથીજ ધાર્મિક વિષય બહુજ પ્રિય હોવાથી એમણે જન સેવા માટે ધાર્મિક માગ પસંદ કીધો આવી ચગવગ વખતે એમની ઉંમર આશરે અઢાર વર્ષની હતી. એટલે એમના વિચારમાં યોગ્યતા આવી હતી. આ વખતે એમણે સૌથી પહેલા કલબના મેમ્બરોની સેવા કરવી ઠીક માની, દર સભાએ કલબના **શેઠીઆઓને** તેડી લાવવું માથે લઈ તેમ કરવા માંડયું. જ્યારે આમ થતું ત્યારે સભા ભરાતી અને કાર્ય અશાંતિથી પૂર્ણ થતું. આવો એમનો ઉત્સાહ જોઈ મેમ્બરોએ એમની મંત્રિ તરિકે નિમણુંક કરી. થોડોક સમય વિત્યાબાદ એક એવો સમય આવ્યો કે રંગ વિલાસીઓ પોતાનો રંગવિલાસ ન છોડી શકવાથી સભામાં આવી શકતા નહિ આથી મહિધરપુરાના કેટલાક ઉત્સાહી સભાસદોએ મહિધરનું આદરેલું કામ વૃધ્ધિગંત કરવા એ સમાજને પોતાના લત્તામાં ખસેડી રૂપાંતર કરવા વિનંતિ રૂપે સમાજને જણાવવામાં આવ્યુ.

એમનું કાર્ય આગળ જણાવ્યા પ્રમાણેનું હોવાથી તેમ કરવું કાર્યવાહકોએ સ્વીકારી લીધું, અને તેમ કર્યું. આવી રીતે આ સમાજનું રુપાંતર થયું.

ત્યાર પછી એક દિવસે કેટલાક કાર્યવાહકો એમના ઉદ્દેશો શા છે, તથા તેમ વર્તે શો લાભ છે, મનુષ્યની જીંદગીનું સાર્થક સાથી થશે, અને આ સમાજમાં શા માટે દાખલ થવું અને દાખલ થઇને શું કરવું, વગેરે બાબતો સમજવા માટે મણિધર પાસે ગયાં હતાં. ત્યારે એમણે ઉપદેશ દ્વારા કાર્યવાહકોને જે સમજાવ્યું હતું, તે કાર્યવાહકોને રસિક લાગવાથી તેમણે આ સમાજમાં પોતાનો યથાશક્તિ ભોગ આપવો ઠીક માની લીધો. અને એમને પોતાના નેતા એટલે આચાર્ય કે ગુરુતરીકે માની લીધા અને તે પ્રમાણે વર્તવા માંડયું.

આવી રીતે રુપાંતર બાદ એમણે એમનું કર્તવ્ય ચાલું કર્યું અને લોકોમાં જાહેર કરવા 'પ્રાદુર્ભાવોત્સવ' કર્યો ત્યારે, કલણના અમુક જથાને સુધારવા જે સ્થાપન થઇ હતી, તે આખી જનસમાજની સ્વધર્મથી સેવા કરવાના રૂપમાં ફેરવાઇ ગઇ.

એમના ઉદ્દેશોઃ—

૧. ઓમ્કાર એજ ઇશ્વર છે એમ સમજી એનું સેવન કરવુ અને કરાવવું; તથા ઓમ્કાર રૂપ જે વિશ્વ (ઇશ્વર તુલ્ય)છે તેનું શુભ ઇચ્છી ભલું કરવું.

૨. ધર્મોન્નતિ, આત્મોન્નતિ, અને દેશોન્નતિમાં સદા તત્પર રહેવું.

૩. સ્વદેશના હુન્નર ઉદ્યોગને યથાશક્તિ મદદ આપવી.

૪. દુર્વ્યસનથી દૂર રહેવું.

૫. બ્રહ્મચર્ય સેવી (અમુક મુદત સુધી) વિદ્યાભ્યાસ કરવો.

૬. સત્સંગ સેવવો.

આ વખતે જનસમાજની સ્થિતિ એવી હતી કે જનસમાજમાં હડહડતો અધર્મ ચાલતો હતો, ગુરૂઓ આંડબર કરી લોકોને ધૂતતાં હતાં, લોકોમાં ધર્મને બ્હાને થતું ધતીંગ, ધર્મના ઝઘડા, પરસ્પર નિંદા, કુધારા, નકલી સ્વભાવ, સ્વાર્થસેવા, પરમાર્થપર પાણી, સ્ત્રી, પુત્ર, અને પતિ પોતાનો ધર્મ ચૂકતા, પાપી પેટને માટે વ્યભિચાર કરતાં, લોકોમાં દ્વેશ, નિસ્તેજતા, નિર્બળતા, ભય, વહેમ, દુષ્ટાચાર, વગેરે વગેરે દુર્ગુણો પ્રજામાં ફેલાયેલા જોઇને વિદ્યાર્થી મણિધરે એ દુર્ગુણો દૂર કરવા પોતાનો પૂર્ણ યથાશક્તિ ભોગ આપવા નિશ્ચય કર્યો હતો.

હવે આગળ જણાવી ગયા તે પ્રમાણે એમણે જે કાર્યવાહકોને એમના છ ઉદ્દેશો સંબંધી સમજાવ્યું હતું, તે બધું તો નહિ પરંતુ માત્ર થોડાક સારરૂપ અત્રે આવીએ છીએ. કારણ કે એમનું કહેવું તો બહુજ વિસ્તાર પૂર્વક હતું.



# ઉપદેશ.

**વહાલા શુભેચ્છકો અને સદ્‌ગૃહસ્થો,**

આપ ભાઇઓએ મારા ઉદ્દેશો જાણ્યા છતાં હજુ રંગવિલાસો છોડયા નથી અને **જનસેવા** તથા **સદ્ધર્મ** યથોચિત સ્વીકાર્યો નથી. તો હું તે યથોચિત સ્વીકારવા આપને વિનંતિ કરૂં છું. મારૂં કહેવું એમ નથી કે સંસાર તજી દો. પરંતુ મારો કહેવાનો ભાવાર્થ એ છે કે સંસારમાં ભલે રહો, રંગવિલાસ ભલે કરો, પણ તેમાં તમને અંધમોહ ન થવો જોઇએ. દાખલા તરીકે ફરવા જવા માટે આપણે આપણી ધાર્મિક ફરજનું ઉલ્લંઘન કરવું, તથા બીજા એવા સાધારણ કામોને માટે ધાર્મિક ફરજ ચૂકવી, એ કેવળ મોહનું કારણ છે. મનુષ્ય ખરો ધાર્મિક તો ત્યારેજ કહેવાય કે જ્યારે ધાર્મિક ફરજ આવતી હોય ત્યારે કરોડો રૂપિઆની મળતી ઠેલીની પણ પરવા ન કરે, અનેક વૈભવોની ઇચ્છા ન કરે, અને બીજું કશું એ ન સ્વીકારે.

આપણી જનસમાજના ઘણા ભાઇઓ વગર સમજે પોતાનો ધર્મ મૂકી દે છે અને પરાયો ધર્મ સ્વીકારે છે. જો તેઓ સમજે અને પોતાના ધર્મમાં ભૂલો લાગે તો કદાચ પર ધર્મ સ્વીકારી શકે કર્યું છે કે ॥ **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** ॥ અર્થ:—પરધર્મ વગર વિચારે સ્વીકારવો ( સ્વધર્મ છોડીને ) તે

ખરેખર ભય સમાન છે. માટે પોતાનો સ્વધર્મ ન તજો. હા, જો કદાચ સ્વધર્મમાં અધર્મ ચાલતો હોય, તોજ પરધર્મ (ખરો હોય એવો) સ્વીકારી શકાય. **જનસેવા** એ સ્વધર્મ છે. અને એવો સ્વ ધર્મ તે **સધ્ધર્મ** જાણવો. તો એવા સ્વધર્મનો આજને આજ સ્વીકાર કરો.

શું તમને ખબર નથી કે સંખ્યાબંધ માણસો ખોજા, ખ્રિસ્તી તથા આર્યસમાજ વગેરે ધર્મો વગર સમજે સ્વીકારી લે છે, (કેટલાક સંજોગોને લઇને) અને પાછળથી પસ્તાય છે. પણ રે સનાતનીઓ તો તેનો સ્વીકાર કરતા નથી, એટલે તેઓને તો પોતાની ભૂલ જણાયાં છતાં તેમાં રહેજ છુટકો. આથી સનાતન ધર્મ દિવસે દિવસે ક્ષીણ થવા લાગ્યો છે. અને અને પરધર્મોની સંખ્યા વધી રહી છે.

રે બન્ધુઓ, ભૂલથી પતિત થએલાઓને પાવન કરો પતિતોધ્ધાર કરો. અને પુનઃ તેમ ન થાય તેની સાવચેતી રાખો. ખાસ આવા ઉદ્દેશથી તમને જ્ઞાત કરવા આજ મને તમારી સમક્ષ બોલવાની જરૂર પડી છે. અને પતિતોધ્ધાર માટે તમારો અમૂલ્ય વખત રોકવાની આવશકયતા ધારી છે.

આ સુધ્ધર્મનું રહસ્ય તો એજ કે સારા જનસમાજની સેવા કરવી (ઉદય થાય તેવી રીતે), દરેકને પોતાના ધર્મનું ભાન કરાવવું, પતિતોધ્ધાર કરવો, સદાચારી અને ઇશ્વરી નિયમાનુસાર વર્તનાર બનાવવા; એ ઉપરાંત મારા ૭ ઉદ્દેશોનું સેવન કરતું આખું જન-

૯૪૧



મંડળ બનાવવું. હવે મારા ઉદ્દેશો સંબંધી જ્ઞાત કરવા પૃથક પૃથક ઉદ્દેશો લઇ સમજાવું છું.

હું ધારૂં છું કે આપ સર્વ ઓમ્‌કારથી અજ્ઞાત ના હશો. કારણ કે એ તો આદિ અનાદિ કાળથી પ્રચલીત છે. વળી એ નિરાકાર અને સાકારમાં ગણાવવાથી મૂર્તિપૂજકો અને મૂર્તિઅપૂજકો એ બંને એને ઉપાસી શકે છે. એજ કારણથી આર્યસમાજ (અમૂર્તિવાદિ) અને સનાતન (મૂર્તિવાદિ) એ બેઉ એને સેવે છે. જૈનો પણ એનાથી વિરૂધ્ધ નથી. પ્રત્યેક હિંદુ માત્ર એની ઉપાસના કરી રહ્યા છે. વળી ઓમ્ એ પરમ પવિત્ર, ઇશ્વરપ્રેરક, તથા ઇશ્વરના અસ્તિત્વનું ભાન કરાવનારો શબ્દ છે. (વધુ માટે સમાજ સ્થાનેથી એ સંબધી પુસ્તકો વાંચો). વળી દુનીઆના આરંભનો પહેલો એ છે. એમાં **अ, उ, म,** એવા ત્રણ અક્ષરો છે. સ્વરની ઉત્પત્તિ એથીજ થઇ છે, એક પગલું આગળ વધી કહું તો પાણી માત્ર ઓમ્કાર મય છે. વળી **શ્રો પ્રણવ વિસ્તર** પદમાં જણાવવામાં આવે છે કે "જગતની સર્વ ભાષાઓના મૂળાક્ષરોની, સર્વ પ્રાણીઓની, સકળ પદાર્થની આકૃતિઓ પ્રણવમાંથી ઉપજાવી શકાય છે." અને એ સત્ય છે. જેમ આત્મા અભેદ અને અવર્ણીય છે, તેમ ઓમ્કાર પણ અભેદ અને અવર્ણીય છે. વળી જેમ આત્માનું પૂર્ણ જ્ઞાન મેળવવાને કોઇ શક્તિમાન થયું નથી, તેમજ ઓમ્કાર માટે પણ છે. વળી સનાતન આર્યસમાજ, જૈન તથા બીજા ધર્મો એની નેકી પોકારી રહ્યા છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું ઐક્યરૂપ ઓમ્કાર છે. આવું સનાતન ધર્મ માને છે. તો વિષ્ણુના દશ અવતાર (મચ્છ, કચ્છ, વરાહ,

વામન, નૃસિંહ, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલંકી)ના મત-વાળા તમામ ધર્મોએ શા માટે એની ઉપાસના ન કરવી જોઇએ? અલબત કરવીજ જોઇએ

હું જોઇ શક્યો છું કે ઓમ્કારનું જ્ઞાન મેળવી તેનું સેવન કરનાર આજ અનેકે એક હોય છે. બાકી ઘણાં તો વગર સમજે એનું સેવન કરી રહ્યાં છે. ઘણાં એથી અજ્ઞાત છે. ભલાં, જ્યાં જ્ઞાન હોતું નથી તો ત્યાં ઉપાસનાનો સંભવ શી રીતે હોઇ શકે?

હે, બન્ધુઓ, આપ જાણી ગયા કે ઓમ્કાર એ શું છે. તો ઓમ્કારથી જનસમાજને જ્ઞાત કરવા કોણ નાઉમેદ હોય? વળી એવો કોણ છે કે આવી મહત્વતા સમજ્યાં છતાં પોતે ઉપાસના કરી બીજાને ઉપાસના કરવાનો બોધ દેવા નાઉમેદ હોય? પણ રે! આજે એવું સમજાવનાર ઉપદેશકો કયાં છે? તેથીજ જનસમાજમાં જ્ઞાન પ્રસરાવવા ઉદ્દેશ પહેલાનો જે પહેલો ભાગ—ઓમ્કાર એજ ઇશ્વર છે એમ સમજી એનું સેવન કરવું અને કરાવવું—એને આ સમાજના પહેલા ઉદ્દેશના પહેલા ભાગ તરીકે રાખવામાં આવ્યો છે.

વળી આપણે વિશ્વની ચેતન વસ્તુની સેવા કરવા અને ચેતના ચેતનનો ઉપયોગ કરવા જન્મ્યા છીએ (અમુક હદમાં). જે વખતે બન્ધુ સેવા એ સ્વધર્મ છે એવું પ્રજા સમજતી હતી ત્યારે દેશમાં રામ રાજ્ય ચાલતું હતું. પ્રજા નિર્ભયી, ધાર્મિક, બળવાન, સુવ્યસની તથા દરેક રીતે સુખી હતી. દેશમાં સુધારાઓ ચાલતા હતા. પણ જ્યારથી પ્રજા બન્ધુસેવા ભૂલી ત્યારથી ભારતવર્ષ પાયમાલ થઇ ગયો. પ્રજા ભયવાન, અધર્મી, બળહીન, દુર્વ્યસની અને દરેક રીતે દુઃખી થઇ.

આજે પ્રાણીમાત્રો પણ અધોગતિને પ્રાપ્ત થઇ ચૂક્યાં, હિંસા વધી ગઇ, અને **अहिंसा परमोधर्मः॥** ક્ષીણ થઇ ગયો. જ્યાંસુધી પ્રજા **જનસેવા** અને **સદ્ધર્મ** સ્વીકારે નહિં. ત્યાંસુધી અધોગતિ નષ્ટ થવાની નથી. ઠીકઠીક સમજી જજો કે જ્યારે અધોગતિમાંથી બહાર નીકળવા પ્રયત્ન કરતી જનસમાજ, ઉપરનાં મહામંત્રો સ્વીકારશે અને તે પ્રમાણે વર્તશે તો પુનઃ સત્યયુગની સ્થાપના થશે એમ મારૂં માનવું છે. ત્યારે પહેલો ઉદ્દેશ એજ કે ૐકાર જે ઇશ્વર છે તેનું સેવન કરવું અને કરાવવું તથા ૐકાર રૂપ જે (ઇશ્વર તુલ્ય) વિશ્વ છે તેનું શુભ ઇચ્છી ભલું કરવું.

હવે બીજો ઉદ્દેશ જે ધર્મોન્નતિ આત્મોન્નતિ અને દેશોન્નતિમાં સદાતત્પર રહેવું એવો છે. એ ઉદ્દેશ બહુ ગુહ્ય રહસ્યવાળો હોવાથી એક ચિત્તે મનન કરવા મારી પ્રાર્થના છે.

મનુષ્યમાત્રને ધર્મના જ્ઞાન વગર આત્મજ્ઞાન આવી શકે નહિ. અને આત્મજ્ઞાન વગર નિઃપક્ષપાતી જન સેવા થઇ શકેજ નહિ. પણ આત્મજ્ઞાન માટે તો ધર્મજ્ઞાન પહેલું જોઇએ. માટે સૌથી પહેલા ધર્મોન્નતિ, પછી આત્મોન્નતિ, અને બધી જન સમાજમાજની ઉન્નતિમાં દેશોન્નતિનો સમાવેશ થઇ શકે છે. **॥ मूलं नास्ति कुतः शाखा ॥** જ્યાં ધર્મરૂપી મૂળ હોતું નથી ત્યાં દેશોન્નતિ અને જનસેવાની આશા રાખવી કેવળ વ્યર્થ છે. માટે સદ્ધર્મ રૂપી જે મૂળ તેની ઉન્નતિ કરો, અને જરૂરના ભોગ આપી તેને પૈષ્ટિકતા આપો કે જેથી **સદ્ધર્મ વૃક્ષ** વૃધ્ધિ પામે અને ઉત્તમ ફળદાયી નીવડે.

બન્ધુઓ **"નામ તેનો નાશ"** આ કુદરતનો નિયમ છે. એ નિયમાનુસાર મારો તમારો અને દેખાતી તમામ નામવાળી વસ્તુઓ એ સર્વેનો નાશ છે. મનુષ્યો સંબંધી કહેતા મારે જણાવવું જોઇએ કે મનુષ્ય દેહનું અમુક નામ હોય છે. તો જે દિવસે એ દેહ નાશ પામશે તે દિવસે એનું નામ પણ નાશ પામશે. અને દેહનો પુનર્જન્મ તો છે નહિ કદાચ કહેશો કે આત્મા પુર્જન્મ લે છે. પણ મારે જણાવવું જોઇએ કે, આત્માને તો દેહના કોઇપણ કર્તવ્ય સાથે સંબંધ નથી. એટલે એ તો નિર્વિકાર છે. તો આત્મા પુનર્જન્મ લે તોએ શું અને ન લે તોએ શું. ત્યારે નામ ધારી દેહો પુનર્જન્મ નથી પામતાં આટલું આપણને સહજ સમજાશે. આથી પ્રત્યેક દેહને માથે જગતમાં જન્મીને જે ફરજ રહે છે તે નીચે મુજબ છે:—

૧ દેહ લાંબો વખત રહે એટલા માટે યોગ્ય બ્રહ્મચર્ય પાળવું, અનુકુળ ખોરાક લેવો, અનુકુળ રહેઠાણ રાખવું, અને અનુકુળ પોષાક પહેરવો.

૨. ઇશ્વરી નિયમાનુસાર પોતાનું વર્તન ચલાવી, આજીવિકા માટે ઉચિત ધંધોકરી, અમુક મથનદ્વારા જનસેવા કરી લોકોમાં સદ્ધર્મનો પ્રચાર કરી, ભલાઇ રાખી, એક દિવસ આ માયાવી જગત છોડી, પંચત્વમાં મળી જવું એ મનુષ્ય માત્રનું જન્મીને કરવાનું કર્તવ્ય છે.

**જીંદગીનું સાર્થક** કરવા માટે એ ફરજ અદા કરવી રહી. હું આ પ્રમાણે આ દુનિયાના ઘણાને ચાલતા જોતો નથી.

પરંતુ એથી ઉલટા ક્રમે તો પ્રત્યક્ષ નિહાળું છું. ઇશ્વરના કેટલાક નિયમોનું ખંડનમંડન, અર્થના અનર્થ, અત્યંત થતા અત્યાચારો, આજીવીકા માટે દુષ્ટતાથી દારૂણ કર્તવ્ય કરતા લોકો, અને સૌથી સરસ સ્વાર્થસેવા સિવાય બીજી કોઇ પણ સેવા કરતા લોકોને હું જોતો નથી. એ પ્રમાણેનો અધર્મ દૂર કરાવી, લોકોને સધ્ધર્મથી જાગૃત કરવા, આવી સમાજ રૂપી મશનની જરૂર છે. આથી સદ્ધર્મ પ્રસરાવવાને ધર્મોન્નતિ નામનો ઉદ્દેશ બીજા ઉદ્દેશના પેટા ભાગ તરીકે યોજેલો છે.

આ સમાજના મથન મંડળમાંથી બહાર પડતી સત્ય હકીકત સંબંધી ઉઠતી શંકાનું સમાધાન કરી, પોતે તેનું સેવન કરી, બીજાને તેમ કરવા વિનંતિ કરવી, અને સદ્ધર્મ સેવતી આ જન સમાજ બનાવવી, કે જેથી પ્રજા પોતાના દિવસો સુખ શાંતિમાં નિર્ગમન કરે એજ મુખ્ય આ **સદ્ધર્મનો** ઉદ્દેશ છે.

આ સદ્ધર્મ એ તદ્દન નવો ધર્મ નથી પણ દુનીયામાં ચાલતાં તમામ ધર્મોની સત્ય હકીકત પોતે સ્વીકારી, અસત્ય વસ્તુ આપની સમક્ષ રજુ કરવી એટલે સત્યનો સંગ્રહ એ આ **સધ્ધર્મ** છે. અને એ **સદ્ધર્મની** ઉન્નતિમાંજ જન સમાજનું હિત સમાએલું છે.

તમારે જન સમાજમાં સદ્ધર્મ પ્રસરાવવાને ખાસ નીચેની બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ.

"કોઇ ધર્મની નિંદા કરવી નહિ, કોઇ ધર્મ સાથે મિથ્યા ઝઘડા કરવા નહિ, કોઇ ધર્મ માટે કડવા વેણ બોલવા નહિ, કોઇને એમાં

દાખલ કરવાને કોઇપણ જાતની લાલચ આપવી નહિ, જબરજસ્તી કરવી નહિ, અને વગર ખાત્રીએ કોઇની ભૂલ કહેવી નહિ." પણ ખુલ્લી રીતે કહી દેવું કે હમે તો સંશોધન કરવા આ સમાજ સ્થાપી છે. એ સંશોધનમાં જેની જેની જેજે ભૂલો હમારી દૃષ્ટિએ આવશે તેની તેની તેતે ભૂલો બહાર પાડીશું, અને કહીશું કે તમો આ ભૂલો દુર કરો. જો એમ લાગે કે માત્ર મોંઢે કહેવાથી, તે દુર થાય એમ નથી, તો આપણે તેના અનુયાયીઓને સમજાવીશું કે તમો હવે આ તમારા મતાધિકારીથી ચેતીને ચાલજો. વળી યાદ રાખજો કે અધર્મ ધર્મના સેવન કરવા કરતાં જો તમને મથનનો સદ્ધર્મ ખરો લાગતો હોય, તેના ઉદેશો માટે તથા તેમના વચનો પર જો કંઇક ઉચ્ચ ભાવના હોય, સધ્ધર્મ પ્રસરાવવો હોય, લોકોના આચાર વિચાર સુધારવા હોય દુઃખથી પીડાતા ભાઇ બ્હેનોને સુખી કરવા ઇચ્છતા હોવ, તોતો આજેજ વગર વિલંબે ॥ **आत्मवत् सर्वभूतेषु** ॥ સર્વના આત્મા સરખા છે એમ સમજી **શ્રી ૐકારેશ્વર શુભેચ્છક સમાજમાં** દાખલ થાવ અને બીજાઓને તેમ કરવા ભલામણ કરો. જ્યાં આ પ્રમાણે થયું કે અધર્મ ધર્મ સુધરી આપો આપ સદ્ધર્મ સ્વીકારી લેશે.

વળી આ કામ કરતા કદાપી પાછા પગલા ના ભરશો. પણ ધૈર્યથી વીરતા દાખવીને આ સેવા બજાવજો. વીર એનેજ કહેવો કેઃ—

**નિંદા ભલે અજ્ઞાની જન, કે જ્ઞાની જન સ્તુતિ કરો,**
**આવી મળો લક્ષ્મી યથેચ્છા, કે સમુળી પણ પળો;**
**આજેજ કે યુગાંતરે, મરણ થાતું છો નકી,**
**પણ વીર તેને ધારવો, જે ડગે નહિ સધ્ધર્મથી.**

"અજાણ્યાને અણુદોષ" એ કહેવતાનુસાર જ્યાં સુધી તમને ખબર નથી કે આ અધર્મ છે, ત્યાં સુધી તમને દોષ (પાપ) નથી પણ જ્યારે તમે જાણ્યું કે આ અધર્મ છે, અને એમાં જાણ્યા છતાં અને આત્માનો નિશ્ચય થયાં છતાં એ અધર્મને પકડી રાખવો, સેવવો, ઉત્તેજન આપવું કે વખાણ કરી ઉપદેશ આપવો એ મોટામાં મોટું પાપ છે. તમે ઘણાંએ અધર્મ દીઠાં હશે, કયાં તો સાંભળ્યાં હશે, કે વાંચ્યાં હશે, અને આત્માનો નિશ્ચય થયો હશે, છતાં તેને સુધારવાને શું પ્રયત્ન કરવો, એ વિચાર કદી ન કીધો હોય તો તેનો અમલ ભાગ્યેજ કીધો હશે.

રે, વીરો, ઉઠો ! ઉઠો ! જાગૃત થાઓ, અને અધર્મ રૂપી કીડાથી સડતાં કોટી પ્રાણીઓને જાગૃત કરો. પણ, રે, જે કંઇ કરો તે શાન્તિ જાળવીનેજ. જ્યારે શાંતતાનો ભંગ થશે ત્યારે તમારા સદ્ધર્મ ઉપર શેતાની વાદળાં છવાઇ જશે, અને ધર્મ નિર્મૂળ થશે.

જો આપણે અધર્મ સમજી અમુક ધર્મ મૂકી દઇએ, અને બીજો કોઈ સદ્ધર્મ ન સ્વીકારીએ, અને ગત ધર્મના અધર્મ બીજાને જણાવી પોતાનું અનુકરણ કરવા ન સમજાવીએ, તો આપણે મહા પાતકી થઇએ છીએ, અને દેશના તેમજ જનસમાજના હિતમાં આડે આવીએ છીએ.

હવે આત્મોન્નતિમાં આત્મા સંબંધી જ્ઞાન મેળવવું, અને શાંતિ માટે ચારે આશ્રમોનું મથનના નિયમાનુસાર વર્તવું, અને અંતે ઇશ્વર તત્વ સાથે મળી જવું એટલે આત્માને ઇશ્વર સાથે ઐક્ય કરી દેવો. આત્માની ઓળખાણ દુર્લભ છે. એ જો એક મનુષ્ય

જણાવવા બેસે તો **"વાંક અને વાંસો (પીઠ) પોતે પોતાનો ન જોઈ શકે"** તેમ તે ભૂલને પાત્ર થાય છે. માટે જેમ **"ઘણાં માણસો એક બીજાનો વાંક અને વાંસો જોઈ શકે છે"** તેમ **મથનમંડળ** માં એની ઓળખાણ થઇ શકે છે. અને જો એમ કીધા વિના આત્માની ઓળખાણ થાય તો તે ભૂલ ભરેલી થાય છતાં આત્મજ્ઞાન માટે બે બોલ બોલવા ઉચિત ધારી આપને તે નિવેદન કરૂં છું.

આત્મા એ એક શક્તિ રૂપ છે. અને શરિરમાં રહી મુસાફરની પેઠે શરીરને બોધ કરી રહ્યો છે, એ ગીતાને આધારે પણ સિધ્ધ થાય છે.

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनंदहति पावकः।**
**न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारूतः॥**
**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्यएवच।**
**नित्यः सर्वगतः स्थाणु रचलोऽयं सनातनः॥**
**अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते।**
**तस्मादेवं विदित्वैनं नानु शोचितुमर्हसि॥**

**અર્થ:**—આત્માને શસ્ત્રો છેદતા નથી, આત્માને અગ્નિ બાળતો નથી, આત્માને પાણી ભીંજવી શકતું નથી, અને આત્માને પવન સુકવી શકતો નથી. આ આત્મા (અવયવ રહીત હોવાથી) છેદી શકાતો નથી, બાળી શકાતો નથી, ભીંજવી શકતો નથી, અને (રસ રૂપ ન હોવાથી) શોષી શકાતો નથી. (ઉપર કહેલા હેતુથી આત્મા છેદનાદિ ક્રીયાથી મુકત છે) કારણ કે આત્મા નિત્ય સર્વ વ્યાપક.

સ્થિર સ્વભાવવાળો, અર્થાત રૂપાંતર નહિ પામવાવાળો, અચળ અર્થાત પૂર્વ સ્વરૂપમાંજ રહેનારો, તથા અનાદિ કહેવાય છે. વળી આ આત્મા નેત્રાદિ ઇંદ્રીયોથી દેખાય નહિ એવો, કર્મેંદ્રિયથી પણ સમજાય નહિ એવો, અને વિકારોથી રહિત છે. એ આત્માને આવો જાણીને, હે, મહર્ષિ, તું તેના જન્મ મરણનો શોક કરીશ નહિ.

આવી રીતે ગીતા શાસ્ત્રના આધારે સિદ્ધ થાય છે કે આત્મા એ એક શકિત છે. આવા આત્માનું જ્ઞાન મેળવી મોક્ષ જેવી દુર્લભ વસ્તુ મેળવવાને કોણ નાઉમેદ હોય.

જ્યાં આવી ધર્મોન્નતિ થાય ત્યાંજ આત્મોન્નતિ થાય, અને જ્યાં આત્મોન્નતિ થાય કે । आत्मवत् सर्वभूतेषु ॥ આ સુત્ર મુજબ દરેક સમજી જાય અને તેથી ભારત વર્ષ અને જન સમાજના ઉદયની આશા રાખી શકાય.

ખાસ આવા હેતુથી ધર્મોન્નિતિ, આત્મોન્નતિ અને દેશોન્નતિમાં સદા તત્પર રહેવું આ ઉદ્દેશ યોજેલો છે.

હવે ત્રીજો ઉદ્દેશ જે સ્વદેશના હુન્નર ઉદ્યોગોને યથાશકિત મદદ આપવી એવો છે, તે સંબંધી સમજાવવાની આવશકયતા હોય એમ મને લાગતું નથી. કારણ કે હાલના સ્વદેશી વ્રત વિષે આપ બધુંએ જાણી ગયા છો. છતાં મારી ફરજ તરીકે બે બોલ બોલવા ઉચિત ધારી હું અમુલ્ય ટાઇમ રોકવા સમર્થ થાઉં છું. અને ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું કે; હે ઇશ્વર, તું હમારામાં એવું જ્ઞાન આપ કે જેથી હમો જનસમાજમાં સ્વદેશી વ્રત શીખવીએ.

પ્રાચીન હિંદુસ્થાન વણાટકામ, કોતરકામ, નકશીકામ, ભરતકામ, અને ખેતીકામ વગેરે કામો માટે આખી પૃથ્વી પર ઘણોજ પ્રખ્યાત હતો. અને હિંદુસ્થાન દેશ સાથે ઘણાં દેશો વેપાર કરતા. વળી પૃથ્વી પરના ઘણા દેશો, જેમ કૃષ્ણના મોહમાં અનેક સ્ત્રીઓ મોહી પડી હતી, તેમ હિંદુસ્થાનના મોહમાં લપટાયા હતા. આટલી બધી જાહોજલાલી આ દેશ એક વખત ભોગવી રહ્યો હતો. આપણું હિંદુસ્થાન વણાટ કામ માટે ઘણુંજ પ્રખ્યાત કહેવામાં આવતું હતું. તે વખતના લોકો રેંટીએ સુતર કાંતી, સાળે તેનું કાપડ વણતા, અને તેથી ગરીબો પોષાતા, બૈરાંઓ નવરાબેસી નિંદા કે ચાડી ચુગલી ન કરતાં, પવિત્ર રેંટીઓ કાંતતાં, અને તેથી અનાથોને પણ આશ્રય મળતો. અતિથિને માટે લોકોને બ્હાર બેસી રહેવું પડતું હતું, પણ ઘણીક વખત તો અતિથિ આવતાં નહિ. આજતો લાખો અતિથિને ભીખ માંગ્યા છતાં પેટ પૂરતું ખાવાનું મળતું નથી,

તે આજ જતું રહ્યું. સુતર કાઢવાને મીલો, કાપડને માટે મીલો, આમ દરેક બાબતોમાં મશીનરી વધી પડી, આથી વણકરો ભૂખે મરવા લાગ્યા. તે ઉપરાંત કેટલાક ગરીબો પણ ભૂખે મરવા લાગ્યા. પરદેશી મશીનરીને ઉત્તેજન મળ્યું. અને તેથી પરદેશી મશીનરીને બદલે પુષ્કળ ઉપયોગી માલ (રૂ, અનાજ, વગેરે)અહીંથી પરદેશ જતો થયો. અને ઉપયોગી માલની અછત થવાથી મોંઘવારી થઇ. મોંઘવારીથી પ્રજામાં ભૂખમરો થયો. લોકો ભૂખે મરતા હોવાથી ચોરી, લૂટ, ધાડ. ખુનામરકી વગેરે **આપણે આપણો ધર્મ ભૂલ્યા તેથી થયું.**

આજ મહાત્મા ગાંધીજીએ આપણુને આપણી પૂર્વ સ્થિતિનું ભાન કરાવી, ઘેરઘેર રેંટીયા અને શાળ રાખવા શીખવ્યું. તેથી નિરૂદ્યમીને ઉદ્યમ થયો. લોકો કુથલી કરવી મૂકી દઈ રેંટીઓ ચલાવે તો મારી સંપૂર્ણ શ્રધ્ધા છે કે એમનાં કહેવા મુજબનું સુતરને તાંતણેનું સ્વરાજ્ય મળે, પ્રજા ઉદ્યમી થાય, દેશ સ્વાશ્રયી થાય, અને સધ્ધર્મી પ્રજા બને.

અરેરે! ક્યાં ગયાં આજ તે હુન્નરઉદ્યોગો, અને ક્યાં ગયા તેના ભોક્તાઓ. એક દિવસ એવો હતો કે હિંદુસ્થાન એ હેમસ્થાન હતું. હિંદની કારીગરી તથા કોતરકામ વિશ્વવિખ્યાત હતાં. તે હિંદને માટે આજે નામનું નામજ રહ્યું પણ કાર્ય ગયું. બન્ધુઓ, દેશના હુન્નર ઉદ્યોગો એજ દેશનું ધન કહી શકાય. તો દરેક દેશનો એ ધર્મ હોઇ શકે કે **તેણે સ્વદેશી (મળી શકે ત્યાંસુધીનું) વાપરવું. માત્ર પોતાના દેશમાં ન નીપજતી વસ્તુજ, જો જરૂર હોય તોજ પરદેશી વાપરી શકાય.**

જો દરેક દેશ આ પ્રમાણેનો પોતાનો ધર્મ સમજે તો ભૂખમરો મટે, અને જનસમાજ સુખશાંતિમાં પોતાનું ગુજરાન ચલાવે. હિંદુસ્થાને આળસુ બની, પરદેશી માલ ઉપર મોહ પામી, તેને ઉત્તેજન આપી, પોતાના દેશમાં હાથે કરીને મોંઘવારી તથા ભૂખમરો ઘુસાડ્યો છે. અને તેથીજ આજે સ્વ. લો. મા તિલકના કહેવા પ્રમાણે પંદર લાખ માણસોને એક વખત પેટ પૂરતું ખાવાનું મળતું નથી. એ દુઃખની સ્થિતિ હાથે કરીને વ્હોરી લીધી છે, તથા પોતાના દેશને કંગાલ, ગુલામી બેડીથી બંધાએલો, નપુસક જેવો

બનાવી દીધો છે, એટલે પોતાનો ધર્મ ચૂક્યો છે. માટે થઇ ગએલા પાપનું પ્રાયશ્ચિત કરવા હવે ફરીથી જાગો, ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો, એટલે જાગ્યા ત્યારથી સવાર માનો અને પ્રતિજ્ઞા લ્યો કે, **જ્યાંસુધી સ્વદેશી માલ મળશે ત્યાંસુધી હું સ્વદેશી વાપરીશ. માત્ર મારા દેશમાં ન નીપજતી વસ્તુજ જરૂર હોય તોજ પરદેશી વાપરૂં. વધુમાં એમ જણાવી શકું કે ભલે મારા દેશની વસ્તુમાં અમુક પ્રકારની ખામી હશે છતાં હું સ્વદેશીજ વાપરીશ.** જો આવી પ્રતિજ્ઞા લઈ લ્યો તો મારી ખાત્રી છે કે ભૂખમરો મટે, સોંઘવારી થાય, ગરીબો પોષાય, અને પ્રાણી માત્ર સુખ શાંતિમાં રહે, અને અહિંસા પરમોધર્મ ફેલાય. ખાસ આવું દરેક દેશને શીખવવા એને પણ એક મુખ્ય ઉદ્દેશ તરીકે માનવામાં આવ્યો છે.

હવે ચોથો ઉદ્દેશ જે દુર્વ્યસનથી દૂર રહેવું એવો છે તેની વાત કરીએ. બંધુઓ, જ્યાંસુધી દેશમાંથી દુર્વ્યસનો દૂર થાય નહિ, ત્યાંસુધી દેશના ઉદયની આશા વ્યર્થ છે, કારણ કે દુર્વ્યસનની વસ્તુઓ એવી છે કે, જે એનું સેવન કરે છે તેનું જીવન ક્ષીણ થાય છે. વળી એના ભોકતાઓ એને છોડી શકતા નથી. કારણ કે દુર્વ્યસનની સત્તા તેના પર વધારે હોય છે. એકનું જોઇને બીજાને અનુકરણ કરે છે (વગર વિચારે). આથી એનો ઉપયોગ વધે છે, અને તેથી એ વધારે પ્રમાણમાં જોઇએ છે. તેથી એના વાવેતર માટે વધારે જમીન નિરર્થક રોકાય છે. તથા વધારેમાં વધારે ખાતર એમાં રોકાય છે. એને બદલે જો કપાસ કે અન્નની પાછળ એટલી જમીન

અને ખાતર રોકતાં હોત, તો પુષ્કળ રૂ અને અનાજ પાકત. અને દેશમાં નગ્ન ફરતાં તથા ભૂખથી ટળવળતા અને ફરતાં ભાઇબ્હેનોની સંખ્યામાં વધારે કરે છે. એટલે સંખ્યાબંધ ભૂખથી ટળવળતા તથા નગ્ન ફરતા અનાથ ભાઇ બ્હેનોના દુઃખમાં ભાગ લેવાને બદલે વૃધ્ધિ કરે છે. અને મોટામાં મોટું પાપ વ્હોરી લે છે. તો તે પાપનું પ્રાયશ્ચિત કરવાને આજને આજ દુર્વ્યસન છોડી બીજાને તેમ કરવા ઉપદેશ કરો.

એ દુર્વ્યસનના મુખ્ય બે ભાગ પાડી શકાય. પહેલું **દૃશ્ય** અને બીજું **અદૃશ્ય** દુવ્યસન. એમાં દ્રશ્ય દુર્વ્યસન એટલે **દેખી શકાય એવી ખરાબ ટેવ.** અને અદ્રશ્ય દુર્વ્યસન એટલે **ન દેખી શકાય એવી ખરાબ ટેવ.**

દ્રશ્ય દુવ્યસનમાં ખાસ કરીને ચાહ, તાડી, દારૂ, ભાંગ વગેરે કેફી પાણાં, તમાકુ (બીડી, તપખીર અને ખાવામાં), અફીણ, કોકીન, અને ગાંજો વગેરે દુવ્યસનનો સમાવેશ થાય છે. એમાંના ઘણાખરા દુર્વ્યસનોના મંદીર કરીને બેઠેલા હું જોઇ રહ્યો છું. પણ કે, મને એક નિયમ યાદ આવે છે કે **"ઉપયોગીમાં નિરૂપયોગી ન નિભે."** તેથીજ શરીરના રક્ષણાર્થે અનેક યોજનાઓ યોજાએલી છે. તેમાં ખાસ કરીને કોમલ અવયવોની રક્ષા એવી સરસ રીતે થઇ છે કે જેનું અવલોકન કરતાં મનુષ્યો છક થઇ જાય છે. એની સાબીતી માટે એકાદ તમાકુ જેવા દુર્વ્યસનનો દાખલો લઇ સમજીએ તો સ્પષ્ટ માલમ પડશે.

માણસ જાત ખાસ કરીને તમાકુનો ત્રણ રીતે ઉપયોગ કરે છે. સુંઘવામાં પીવામાં અને ખાવામાં. તપખીર તમાકુની બને છે તેને લોકો સુંઘે છે. બીડી તમાકુની બને છે તેને પીએ છે. અને પાન તથા ચુના સાથે ખાય છે એટલે ખાવાના કામમાં આવે છે. સુંઘવાની વાત કરતાં મારે જણાવવું જોઇએ કે જ્યારે આપણે તપખીર સુંઘીએ છીએ ત્યારે છીંક ખાઇને કેટલીક કાઢી નાખીએ છીએ, અને કેટલીક અંદર જાય છે. જે અંદર જાય છે તે સળો કરે છે. અને તેથી તે માણુસના મગજમાં વિકાર ઉત્પન્ન થાય છે. (આતો તપખીર સુંઘનારા વિચાર કરવાથી સહજ સમજી શકશે કે તપખીર ન હોય ત્યારે કશુએ કામ તેનાથી ન થાય. જેમ દારૂવાળાને કે તાડીવાળા વખત થએ જોઇએ તેમ). જ્યારે બીડી પીએ છીએ ત્યારે ધુમાડો હ્રદય સુધી લઇ જઇ હ્રદય ચચણવાથી મુખ વાટે અથવા મગજે ચઢાવી નાકવાટે બહાર કાઢીએ છીએ. ઘણે ભાગે મુખદ્વારા કાઢીએ છીએ ત્યારરે ફૂ...સિવાય બીજો કશો લાભ થતો નથી. અને ખાઇએ છીએ ત્યારે પણ રસરૂપે થુ કરીને કાઢી નાંખીએ છીએ. ત્યારે પહેલી ક્રિયામાં છી, બીજીમાં ફૂ, અને ત્રીજીમાં થુ, આવી ત્રણ ક્રિયા થાય છે. આપણે એ છી, ફૂ, ઔર થુ, ત્રણ ક્રિયામાં દર વરસે કરોડો રૂપીઆ ગુમાવીએ છીએ. (એક મિથ્યા આનંદમાં). એજ પ્રમાણે બીજા દુર્વ્યસનો માટે પણ ગણી લો. પરંતુ હાલ ચાહ અને બીડીનો પ્રચાર વધારે હોવાથી એ સંબંધી બે બોલ બોલવા ઉચિત ધારૂં છું.

*

રે, બીડી, ત્હારૂં પરાક્રમ તો અજબ છે! તું તો નિરોગીને રોગી કરે! જુવાનોના મ્હોંમાં આગ મૂકાવે! ભલભલા મોટેરાંના માન મુકાવે! (બીડી માટે ભીખ મંગાવે) ક્ષય તો જરૂર કરેજ, અને બિચારા પ્રાણીઓમાં શ્રેષ્ઠ તેને કનિષ્ટ બનાવી જલદી ચૂનીને ભોગ અપાવે! લોકો હાલતાં ચાલતાં ત્હારો ઉપયોગ [illegible] નાના બાળકો તો ધુમાડો કાઢવામાં સંતોષ માને! અલ્લાહ !! શી મઝા ધુમ્રપાનમાં પડતી હશે???

અરેરે ભારત સંતાનો! તમે કેમ ચેતતા નથી! વેપાર ધંધામાં તો બહુજ મોટાઇ બતાવો છો! ભલભલાને જીતવાની વાતો કરો છો! પણ તમારૂં તમારા ઘરમાં તો ગાજ્યું નથી. અને મોટી મોટી વાતો કરો છો. ચાહ અને બીડી નામની બે બ્હેનો તમારા ઘરમાં આવીને રહી છે. કે જે રાક્ષસણી છે. માયાવી સ્વરૂપ છે, જેમ માયાવી સ્વરૂપે સીતાજી જેવી સતીને પણ દગો દીધો હતો. જે માયાવીએ લક્ષ્મણને દગો દેવા ધાર્યું હતું પણ અંતે નાક કાન કપાયા હતા. તેવી માયાવી સ્વરૂપ બે રાક્ષસણીઓ તમારી પાસે આવી તમારો કુળ ક્ષય કરવા ઇચ્છે," તમારો વંશ નિર્મૂળ કરવા ઇચ્છે છે; અને તેને તમો હાથે કરીને આસરો આપી રહ્યા છો

છે કોઇ અર્જુન જેવો બાણાવળી, છે કોઇ રામચંદ્ર જેવો બળવાન યોધ્ધો, છે કોઈ ભીમસેન જેવો ગદાધારી, છે કોઇ હનુમાન જેવો બ્રહ્મચારી, છે કોઇ બળવાન વીર, કે આજે જનસમાજમાં ઘૂમતી બે રાક્ષસણીઓનો નિર્મૂળ નાશ કરે, પાતાળે ચાંપે, અને પીડીત પ્રજાને ઉગારે.

ચાહ તો તમારા ઘરમાં જાણે નાના પીડા રૂપ થઇ પડી છે. જે ભારતમાં અસલ દૂધને માટે બાળકો વાડકી લઇ મા પાસે જતાં તે ભારતમાં બાળકોને પથારીમાંથી ઉઠતાંજ ચાહ જોઇએ છે. સમજુક મા બાપો અને મોટેરાંઓ પણ ચાહના નુકસાન જાણ્યાં છતાં તે બાળકોને પાવામાં દોષ ગણતાં નથી. ચાહમાં ઝેરી પદાર્થ છે. તે જ્યારે ચાહ ઉકળે છે ત્યારે વધારે ઝેરી બને છે. એટલે ચાહના પ્યાલા એ તો એક જાતના ઝેરના પ્યાલા થયા.

રે ચાહ, આજ તેં મોટેરાંનો ધર્મ ભુલાવ્યો! જે મોટેરાં નાનાઓને ઉચ્ચ જ્ઞાન આપતાં દૂધ પાતાં, તે મોટેરાં આજ પોતાના બાળકોને પ્રાતઃકાળમાં ઝેરના પ્યાલા આપે છે. એ તો ત્હારીજ બલિહારી! ચાહથી ઉચ્ચ ઘી, દૂધ ગયાં અને વિષના પ્યાલા ભારતવર્ષને માટે વારસામાં રહ્યાં. ખેર, ઘેર પીતાં હોય તો ઠીક, પણ હોટલમાં મલેચ્છ વગેરે લોકો આવે, રોગીઓ આવે અને ત્યાં તેનાજ કપમાં ચાહ પીએ. રે, પ્લેગ કોલેરાદિ રોગો તો ચાહ પીનારાજ ફેલાવે છે, અને મરકી ઉત્પન્ન કરે છે. તો પછી એમાં ઇશ્વરનો શો દોષ? કોઇ કહેશે કે એ તો હમે હમારા રોગને માટે પીઇએ છીએ. તો હું કહીશ કે જો રોગને માટે પીતા હોવ તો લીલી ચાહ વાપરો. પણ, જે ચાહ વિના તમને ચાલતું નથી તે સૂકી ચાહ છે. જ્યારે તમારો રોગ નરમ પડે ત્યારે લીલી ચાહ પણ મૂકી દેજો.

બીડી માટે પણ કોઈ ભાઇ એમજ કહેશે તો હું તે ભાઇઓને કહું કે તમારે વૈદ્યોની દવા ખાવી. વૈદ્યો કે ડોકટરો ચાહમાં દવા

આપે તો લીલી ચાહ, આદુ, દુધ અને તેજાનો વાપરવો. અને બીડી પીવાની જરુર લાગે તો અસલી ઢબ મુજબ, રોગ હોય અને તે રોગ કોઈ દવાથી જતો ન હોય તોજ બીડી વાપરો.

હા, એ વાત ખરી કે જો એનો ઉપયોગ કરવા ના પાડીએ તો આપણને એટલી શંકા રહે કે ઇશ્વરે નકામાં પદાર્થો શા માટે સર્જ્યાં? ઇશ્વરે બધાએ પદાર્થો ઉપયોગી સર્જ્યાં છે. માટે એટલી છૂટ મૂકીએ છીએ કે તમને એવો મહાન રોગ હોય કે જે કોઇ પણ દવાથી ન મટતો હોય, માત્ર બીડી કે ચાહથીજ આરામ પામતો હોય તોજ દવા તરીકે જરૂર વખતે કોઇ પણ દુર્વ્યસનની ચીજનો ઉપયોગ કરી શકો છો. પણ જો હંમેશા વાપરશો તો તે દુર્વ્યસનમાં ગણાશે.

બન્ધુઓ, તમો વિચાર કરી જોશો તો માલમ પડશે કે એક સાધારણ શોખને માટે કેટલા બધા પૈસાની ખુવારી થઇ રહી છે. વળી એ કે દુવ્યસન એવું નથી કે જે શરીરને કેવળ લાભ કર્તાજ હોય. જો કોઇ ભાઇ એવું દુર્વ્યસન શોધી આપશે તો હું તેનો ઉપકાર માનીશ. દરેક દુર્વ્યસન આરંભમાં સુખકારી એટલે પુનેમ જેવું લાગી, પાછળથી દારૂણનર્કમાં (મહા દુઃખમાં) નાંખનારૂં નીવડે છે. શું એવા દારૂણ નર્કમાં તમો પડી બીજાઓને પણ પાડવા ઇચ્છો છો? જો ન ઇચ્છતા હોવતો આજેજ પ્રતિજ્ઞા લ્યો કે હું ઔષધ સિવાય બીજી કોઈ પણ **રીતે દુર્વ્યસનનો ઉપયોગ ન કરૂં.** જ્યાં સુધી એવી પ્રતિજ્ઞા ન લ્યો ત્યાં સુધી તો ખાતરીપૂર્વક નથી માનતો કે તમારામાં દેશ દાઝ છે, પામર માટે લાગણી છે, તથા સધ્ધર્મ પાળવા જીજ્ઞાસા છે.

રે ચાહ, તારી સત્તા તો બહુજ જામી છે. આજની પ્રજાનો પરોણો આવે તો તેને માટે જરાવારમાં ઝેરનો પ્યાલો (ચાહનો પ્યાલો) આપે! એક વખત એવો હતો કે ખબર અંતર પૂછતાં, ભૂખ્યા તરસ્યાના સમાચાર પૂછતાં અને જમવાને કહેતા. આજતો પાસેર પાણીમાં એ બધું સમાયું. એને વિવેક અને પરોણાગત માને. અને જો એમ ન કરે તો તે અવિવેકી કહેવાય, વહેવારીયો ન ગણાય. વાહ, શું આજની પ્રજાનો વિવેક, પરોણાગત અને વહેવારની સમજ? વળી લગ્ન પ્રસંગે પણ ચાહ પાણી, મીજલસોમાં પણ ચાહ પાણી, અને મૈયતમાં પણ ચાહ પાણી! રે ચાહ, શું તને લોકો ઇશ્વર બનાવશે કે? શું, જ્યાને ત્યાં ત્હારોજ ઉપયોગ? જો એટલો ઉપયોગ એટલે સ્થળે ઇશ્વરનો કીધો હોત તો તેમની જીંદગીનું સાર્થક થયું હોત. બન્ધુઓ, આવી પરોણાગત છોડો. મિથ્યામાન છોડો, એવા વિવેકને તિલાંજલી આપો. અને ઇશ્વરને ઓળખી ધર્મિષ્ટ થાવ.

જો મનુષ્યને પૈસા ખરચીને મૂર્ખા બનવાનું કોઇ સાધન હોય તો તે સૌથી મોટું દુર્વ્યસન છે. દુર્વ્યસનથી માણસ અલ્પાયુષી, અસુરી, અને બેઅક્કલના થઇ જાય છે. દુર્વ્યસને સત્સંગનો નાશ કર્યો છે શું આપણી જનસમાજમાં દુર્વ્યસનો ઇષ્ટતાને પામ્યાં નથી? શું તેથી જનસમાજ અધોગતિને પામ થઇ નથી! શું એનાથી તમો ઉગરવાને ઇચ્છતાં નથી! શું દુર્વ્યસન રૂપી મોટા દુષ્ટાસુરનો નાશ કરવાનો વિચાર તમને થતો નથી? જો એમ થતું હોય તો આજેજ શ્રી ઓંકારેશ્વર શુભેચ્છક સમાજમાં દાખલ થાવ, અને તેના

ઉદ્દેશોનો તેના કાર્યવાહકો અને મદ્યન મંડળના કહેવા પ્રમાણે પ્રચલીત કરવાને તન, મન, અને ધનથી યથાશકિત સહાય કરો, અને પ્રથમ પોતે વર્તી બીજાને વર્તવા ઉપદેશ આપો.

હવે અદૃશ્ય દુર્વ્યસનો લઇએ. એના નામો એવા છે કે માત્ર આપણે તેને બુધ્ધિથીજ સમજી શકીએ, પણ ચિત્ર પાડી કે બીજી કોઇ રીતે સમજી શકીએ નહિ જેને તમો દુર્ગુણો કહો છો તે સર્વનો સમાવેશ અદૃશ્ય દુર્વ્યસનમાં થાય છે જેવાં કે વિશ્વાસઘાત, અસત્યતા, અધર્મ, સ્વાર્થ સેવા- અને છળકપટ વગેરે દુર્ગુણોનો સમાવેશ અદૃશ્ય દુર્વ્યસનમાં થાય છે. મનુષ્યોની દુર્ગતિનું કારણ તેમનામાં રહેલા દુર્ગુણો છે એમ તો સામાન્ય માણસ પણ સમજી શકે છે કે જ્યાં સુધી દુર્ગુણોરૂપ અધોગતિના કારણો ગયા નથી ત્યાં સુધી સ્વરાજ્ય, સુધારો અને સદ્ધર્મના પ્રકાશની આશા નિષ્ફળ છે. કદાચ સફળ થાય તોએ તે લાંબો કાળ ન ટકે એવી મારી માન્યતા છે.

જો દુર્વ્યસની ખુવારી સમજાતી હોય તો આજેજ દુર્વ્યસનનો બહિષ્કાર કરી જનસમાજમાં દુર્વ્યસન દૂર કરવા **"યા હોમ કરીને પડો ફતેહ છે આગે."** ખાસ આવા હેતુથી **દુર્વ્યસનોથી દૂર રહો** એ ઉંશ ગોજેલો છે.

રાજા અને પ્રજાનો ધર્મ એ છે કે તેમણે પોતાની સત્તાની હદમાંથી દુર્વ્યસનનો નાશ કરવો. જો રાજા અને પ્રજા આ કામ

માથે ન ઉઠાવી લેચ તો તેઓ પોતાનો ધર્મ ચૂકે છે એમ સિદ્ધ થાય છે.

હવે પાંચમો ઉદ્દેશ જે બ્રહ્મચર્ય સેવી વિદ્યાભ્યાસ કરવો એવો છે, તે ઉપર સમજાવું છું તે ધ્યાન પૂર્વક સાંભળવા આપને વિનંતિ કરૂં છું.

શું બ્રહ્મચર્યની જરૂર નથી? બ્રહ્મચર્ય વિના મનોબળ આવી સકે છે? મનોબળ વિના મનુષ્ય જીતેંદ્રિય (ઇંદ્રિયોને વશ કરનાર) થઇ શકે છે? ઇંદ્રિયોને કાબુમાં રાખ્યા વિના મનુષ્યો કોઇ પણ મહાન કામ કરી શકે છે? બ્રહ્મચર્ય વિના લાંબી જીંદગી ભોગવી શકાય છે? બ્રહ્મચર્ય વિના શારિરિક બળ આવી શકેછે? ભલાં ॥ **मूलं नास्ति कुतः शाखा** ॥ જ્યાં બ્રહ્મચર્ય રૂપી મૂળજ ન હોય તો ઉપરના ડાળાઓની આશા શી રીતે રાખી શકાય? જો મનુષ્યો બ્રહ્મચર્ય પાળી (અમુક હદમાં) જીંદગીનો પાયો મજબુત કરે નહિ, તો તેની જીંદગી શી રીતે સુખ શાંતિમાં જઇ શકે? તથા લાંબા આયુષ્યવાળા શી રીતે થઇ શકે? બ્રહ્મચર્ય વિના શી રીતે આત્મજ્ઞાન અને આત્મબળ આવી શકે? જ્યાં આત્મજ્ઞાન નથી, આત્મબળ નથી, ત્યાં શી રીતે આત્મભાવ હોઇ શકે? જ્યાં આત્મભાવ નથી ત્યાં શી રીતે બન્ધુ પ્રેમ હોઇ શકે! જ્યાં બન્ધુ પ્રેમ નથી ત્યાં શી રીતે જનસેવા હોઈ શકે? અને જનસેવા વગર શી રીતે અહિંસા પરમોધર્મ ફેલાઇ શકે? શું આજ તમોએ નાના બાળકોને અને બાળકીને અને સમજુક સ્ત્રી તથા પુરૂષોને વ્યભિચાર કરતાં

નથી જોયાં ! ભલાં, સંખ્યાબંધ માણુસો એજ ધંધાથી પોતાની આજીવીકા ચલાવી રહ્યાછે. હું તો જ્યારે જ્યારે એ વાત સંબંધી વિચાર કરૂં ત્યારે ત્યારે મને અત્યંત શોચ થયા વિના રહેતો નથી. હે ઇશ્વર હમારામાં એવું સામર્થ મૂક કે જેથી હમો દરેકને યોગ્ય મુદત સુધી બ્રહ્મચર્ય પાળતા શીખવીએ.

આથી બ્રહ્મચર્યની મહત્વતા સમજી, બીજાને સમજાવી અમુક વર્ષ સુધી બ્રહ્મચર્ય પળાવી, પછી ગૃહસ્થાશ્રમમાં એક પતિવ્રત અને એક પત્નિવ્રત પળાવવા નથી ચાહતાં ? શું જે વખતમાં એકજ પતિવ્રત અને એકજ પત્નિવ્રત પળાતાં હતાં તે વખતની ભારતની જાહોજલાલીની તમને ખબર નથી ? શું તમને મહાન પુરૂષોના જીવન ચરિત્રોની ખબર નથી ? તમો મને એવા મહાન પુરૂષો બતાવશો કે જે બ્રહ્મચર્ય વિના મહાન કામ કરી શકયા હોય ? બ્રહ્મચર્યાશ્રમમાં બ્રહ્મચર્ય પાળવાથી શારિરિક શકિત તથા આત્મશક્તિ વધે છે. એટલે બ્રહ્મચર્યાશ્રમમાં તો બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરવો.એટલે મારે હદ બાંધતાં જણાવવું જોઇએ કે પુરૂષે આસરે ૨૦—૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય અને સ્રીએ આસરે ૧૬–૨૦ વર્ષ સુધી શીયળ વ્રત તો હાલ અવશ્ય પાળવું જોઇએ. વળી એજ સમયમાં ગૃહસ્થાશ્રમને ઉપયોગી થઇ પડે એવો સારા તથા ધાર્મિક પુસ્તકો વાંચી, કાળ વ્યતિત કરવો. આથી બ્રહ્મચર્ય સેવી વિદ્યાભ્યાસ કરવો એ ઉદ્દેશની જરુર હોવાથી એને પણ યોજવામાં આવ્યો છે.

હવે છેલ્લો ઉદ્દેશ જે સત્સંગ સેવવો તે વિષય ઉપર બે બોલ બોલી હું મારું કહેવું સમાપ્ત કરીશ. ઉપરના દરેક ઉદ્દેશોનું પાલન કરવા માટે સૌથી પહેલાં સત્સંગ સેવવાની જરૂર છે. સત્સંગ વગર માણસ આમાનો એકે ઉદ્દેશ પાળી શકતો નથી. સત્સંગનો અર્થ કરતાંજ સમજાય છે કે સત્ (સારો) : સંગ (સોબત) એકંદર સારી સોબત એનું નામ સત્સંગ. તમારે કોનો સંગ તે સત્સંગ ગણવો ? કહ્યું છે કે **"જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે, ન સારા કે નઠારાની જશએ સંગતે રહેજે."** જગતમાં માયારૂપી કાચના યંત્રથી ખરાખોટાની પરિક્ષા થતી નથી. માટે તું સારા કે નઠારાની કોઇપણ સોબતે રહેજો નહિ. આથી સંગ કરવાને લાયક કોણ એની આપણને સમજ પડતી નથી. કારણ કે જે બહારથી સારો હોય તે અંદરથી દુર્ગુણી હોય. અને જે બહારથી નઠારો હોય તે અંદરથી મહાપવિત્ર હોય. માટે ગુણની પરિક્ષા કરનાર ગુંચવાય છે. કહેવત છે કે "પુત્રના લક્ષણ પારણામાંથી પરખાય."પણ દરેકનો ગુપ્ત ગુણ દરેક સમજી શકે એ કદાપિ બની શકે એમ નથી.

સ્ત્રી યા પુરૂષો, મઠધારી કહેવાતા સંન્યાસીઓ અને કહેવાતા જ્ઞાની પુરુષોનો સત્સંગ કરવા ઇચ્છતા હોય તો તેમના સત્સંગથી તમો સૌ જ્ઞાત છો, અને અંતનું પરિણામ પણ તમે સમજો છો, કે જે સત્સંગને હું તો અધર્મજ કહી શકું. ત્યારે પ્રશ્ન એ આવી પડશે કે સત્સંગ કોનો કરવો. એનું સમાધાન એજ કે અમુક

**સમાજ**નો સત્સંગ કરવો. શું બધી સમાજ સત્સંગ શીખવે છે? કે તેનો સંગ કે સત્સંગ કહેવાય? ના, કેટલીક અધર્મ અને કેટલીક સદ્ધર્મ શીખવી રહી છે. આપે મારા ઉદ્દેશો સંબંધી ઠીક જાણી લીધું. તો તમને ખાત્રી થઇ હશે કે **જનસેવા** અને **સ્વધર્મ**ના પ્રચાર સિવાય બીજો કોઇ પણ હેતુ આ સમાજનો નથી. વળી જે કંઇક કરવું તે મથન મંડળની સલાહ મુજબ કરવું. આથી "માણસ માત્ર ભૂલને પાત્ર" એ કહેવતથી અળગા રહેવાય. આજ તો નાના બાળકોમાંએ અધર્મ. પણ રે, તેઓ સત્સંગી કયાંથી હોય. તેમના સંબંધીઓ પૂર્વપર સ્થિતિએ કુસંગી હોય તો બાળકો પણ કેમ તેવા ન થાય? વળી માબાપો સદાચારી હોય છતાં કુસંગી મિત્રોના સહવાસથી એ બગડે, અને બીજા કેટલાક કારણોથીએ બગડે.

શરીર નામનું વહાણુ સંસાર નામના સાગરમાં ચાલી રહ્યું છે. માંહે આત્મા નામનો પ્રવાસી બેસી રહ્યો છે, મન નામનો કપ્તાન તે હંકારી રહ્યો છે, માયા નામના મોજા આવી રહ્યા છે, વહાણ ચગદોળે ચઢ્યું છે, ઘણેદુર સહાયક (**શ્રી ૐકારેશ્વર શુભેચ્છક સમાજ**) દેખાય છે, જોઇએ છીએ કે ચગદોળે ચઢેલા વહાણુની શી દશા થાય છે.

ખાસ આ ઉદ્દેશથી સત્સંગ સેવવો એ ઉદ્દેસ મેં મારા મુખ્ય ઉદ્દેશ તરીકે ગણેલો છે.

આ પ્રમાણેનું મારા ઉદ્દેશોનું રહસ્ય છે. તેને આપ બરાબર પચાવશો તો મારી ખાત્રી છે કે તમારી જીંદગીનું સાર્થક એથી થશે (સદ્ધર્મ થવાથી). અને આખું જનસમાજ તમારૂં અનુકરણ કરશે. એટલે પોતાના દિવસ સુખ શાંતિમાં ગુજારી જીંદગીનું સાર્થક કરી એક દિવસ શાંતિ સ્થાને પામશે. મનુષ્યની જીંદગી અમુલ્ય હીરા બરાબર છે. "હીરાની કીંમત ઝવેરી વીના કોણ કરે ?"

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## ઉપદેશ સમાપ્ત.

બન્ધુઓ, આ પ્રમાણે હમે એમનો ઉપદેશ સાંભળ્યો, અને તે સર્વ હમને અનુકુળ પડવાથી, તથા એ પ્રમાણે વર્તવાથી પોતાનું તેમજ પરનું હિત થઇ શકે છે, એમ લાગવાથી એમના છ ઉદ્દેશોનું પાલન કરી અન્યને પાલન કરાવવા આ સમાજનું રૂપાંતર કીધું છે. જો એ તમને પણ અનુકુળ હોય તો આ સમાજમાં દાખલ થવા હમારી વિનંતિ છે.

આખી ચોપડી વાંચવાથી તમને ખાત્રી થઇ હશે કે "જનસેવા" અને "સદ્ધર્મ"નો પ્રચાર એજ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે. વળી જન સમાજને ધાર્મિક, શારિરિક અને નૈતિકજ્ઞાન યથાશકિત

આપી તેઓની **જીંદગીનું સાર્થક** થાય એવો માર્ગ બતાવવો એવો પણ આ સમાજનો હેતુ છે. માત્ર નીચે લખેલી વિગતો મોકલવાથી અથવા જાતે આવી નામ નોંધાવવાથી આ સમાજમાં મેમ્બર થઇ શકાય છે.

પોતાનું નામ બાપના નામ સાથે, અટક, ઠેકાણું, શહેરનું નામ, તથા ગામનું નામ, પોતાનો ધંધો, બાપનો ધંધો, જાતિ, ઉંમર વર્ષ અને પોતાનો ધર્મ આટલું લખી મોકલી નીચે તમારી સહી હશે તો તમે જાતે ન આવો તો પણ ચાલશે. બહાર ગામના મેમ્બરોએ બે પૈસાની ટીકીટ મોકલી વિનંતિ પત્ર મંગાવી લેવું, અને ભરી મોકલવું. આથી બહાર ગામના સભાસદ થઇ શકે છે.

દરેક કોમો [illegible]ાં લાભ લઇ શકે એટલા માટે પક્ષપાત કે વર્ણભેદ રાખવામાં આવતો નથી (હાલ અમુક હદમાં). કોઇ પણ દશ વર્ષની અંદરનો સભાસદ થઇ શકતો નથી.

બન્ધુઓ વગર પૈસે અને વર્ણભેદ (હાલ અમુક હદમાં) રાખ્યા વિના દરેકને યથાયોગ્ય લાભ આપી શકે એવી કયી સમાજ છે? માટે દરેક મનુષ્ય માત્રે આ સમાજમાં દાખલ થઇ શુભેચ્છક થવું, કહ્યા મુજબ વર્તવું, (ઉઠતી શંકાનું સમાધાન કરીને). અને તે પ્રમાણે વર્તવા બીજાને ઉપદેશ આપવો એજ તેઓનું કર્તવ્ય છે. અને દાખલ થઇને એજ કરવાનું છે. તો કયો બાંધવ યા ભગીની

એવી નીકળે કે જે આ સમાજના આવા ઉદ્દેશો જાણ્યાં છતાં આ સમાજમાં દાખલ થવા ન ઇચ્છે ? કોણ પોતાનું અને પરનું હિત કરવા નાઉમેદ હોય ? કોને સદ્ધર્મની લાગણી ન હોય ? ખરેખર પ્રાણીઓમાં શ્રેષ્ઠ એવા મનુષ્યો તો નજ હોય. અરે પણ પશુ, પક્ષી, જર, જનાવર પણ અનેક પ્રકારની સેવા કરી રહ્યા છે. એને માટે ઉદાહરણની જરૂર નથી, કારણ એનો પ્રત્યક્ષ નિહાળો છો. તો શું પ્રાણીઓ મનુષ્યથી કનિષ્ઠ થશે ? શું મનુષ્યો પોતાના માનવ ધર્મ ચુકશે ? નહિ, નહિ. અમને શ્રદ્ધા છે કે જેટલા આ ચોપડી વાંચશે એટલા પોતાની ફરજ ન ચૂકશે.

આપે આ ચોપડી વાંચવામાં આપનો અમુલ્ય કાળ રોકયો, અને આપે એ વાંચવા બદલ જે તસ્દી લીધી તે માટે હમો તમારો આભાર માનીએ છીએ. ॥ સુજ્ઞેષુ કિં બહુના ॥

---

## પરોપકાર કરો ???

॥ रविश्चंद्रो घनावृक्षा नदी गावश्च सज्जना:
॥ एते परोपकाराय युगे दैवेन निर्मिता. ॥

રવિ, ચંદ્ર, મેઘ, વૃક્ષો, નદીઓ, ગાયો, અને સજ્જનો એ દૈવે સર્વ યુગને વિષે પરોપકારને માટેજ નિર્માણ કરેલા છે.

એથી પરોપકાર કરવો એ મનુષ્ય જીવનની સર્વથી પહેલી ફરજ છે. પરોપકાર કરવાને વિષ્ણુ ભગવાને દશ અવતાર લીધા છે. પરોપકારાર્થે મહર્ષિ દધિચિએ પોતાના શરિરના અસ્થિ—હાડકાં ઇંદ્રને આપ્યાં હતાં. પરોપકારને માટે મયુરધ્વજે અર્ધું શરીર વહેરી આપ્યું હતું. પરોપકારાર્થે હરિશ્ચંદ્ર નીચ ઘેર વેચાયો હતો. પરોપકારાર્થે સગાળશાએ પોતાના પુત્રને ખાંડણીઆમાં ખાંડી નાંખ્યો હતો. પરોપકારાર્થે શિબી રાજાએ પોતાના શરીરનું માંસ આપ્યું હતું, પરોપકારાર્થે ઇસુ ખ્રિસ્તે અસહ્ય દુઃખો સહ્યાં હતાં, કાંટાના મુગટ પહેર્યાં હતાં, અને અંતે વધ સ્થંભપર દેહ ત્યાગ્યો હતો. પરોપકારાર્થે મહમદ પેગંબરે પોતાનો પૂર્ણ ભોગ આપ્યો. પરોપકારાર્થે સ્વામી દયાનંદે વિષપાન કીધું હતું. પરોપકાર માટે લો. મા. તિલકે સાત વર્ષની જેલ યાત્રા ભોગવી હતી. અને પરોપકાર માટે મોહનદાસ કરમચંદ ગાંધીજી જેવા અનેક પુરૂષોએ અસહ્ય ભોગ આપ્યો છે અને આપી રહ્યા છે.

તે પરોપકાર કે જે જગતમાં સર્વોત્તમ સેવા મનાય છે, જેનાથી મોક્ષના દરવાજા વગર ચાવીએ ખુલી જાય છે, જેથી મનુષ્ય જેવી ઉચ્ચ **જીંદગીનું સાર્થક** થઇ જાય છે, તે પરોપકાર કરતાં શીખો. કહ્યું છે કે.—

પશુની પનીયા બનત હૈ, નરકા કછું ન હોય;
જો નર કરણી કરે તો નારાયણ હોય.

પશુઓ જીવતાંએ ઉપકાર કરે છે અને મુવા પછી પણ પોતાના હાડકા, ચામડા, માંસ, રૂધિર વગેરે સર્વ મનુષ્યને ખાતર મૂકી જા

છે. નર-મનુષ્યની કોઇ પણ વસ્તુ ઉપયોગમાં આવતી નથી. પરંતુ મનુષ્ય પરોપકાર સદ્દકરણી કરે તો જરુર તે ઇશ્વર સમ થઇ શકે, અધુના દેશ ભક્તોના કિર્તનો કરાય છે, તેના ઉપર પુષ્પ વૃષ્ટિ થાય છે, તથા લાખો રુપીઆ અને માણસોનો ભોગ અપાય છે. તે અન્ય નહી કીંતુ તે તેમના પરોપકાર (જનસેવા) ધર્મનું ફળ છે.

પરોપકાર મનુષ્ય મુખ્યત્વે કરીને ત્રણ રીતે કરી શકે છે. (તન, મન ને ધન). તન શક્તિવાળા શારિરિક શક્તિથી પરોપકાર કરી શકે છે. મનશક્તિવાળા બીજાને બોધ દઇને પરોપકાર કરી શકે શકે છે. અને ધન શક્તિવાળા ધનથી પરોપકાર કરી શકે છે. હર કોઇ મનુષ્ય આ ત્રણમાંથી ગમે તે એક રીતે પરોપકાર કરી શકે છે; એવી કુદરની યોજના છે. અને એથી કોઇપણ ક્ષીણ નથી.

જો તન શક્તિવાળા તન શક્તિથી પરોપકાર ન કરે તો તેનો દેહ પાષાણ તુલ્ય છે. મનશક્તિવાળા ઉપદેશ દ્વારા અથવા અન્યરીતે પરોપકાર ન કરે તો તેનું મન ચેતન નહિ કિંતુ જડ છે. અને ધનિક ધનથી પરોપકાર ન કરે તો તેનું ધન કેવળ કાંકરા બરોબર છે. કારણ કે

**परोपकाराय फलंति वृक्षाः । परोपकाराय वहन्ति नद्यः । परोपकाराय दुहन्ति गावः । परोपकारार्थ मिदं शरीरम्**

**લી. વિદ્યાર્થી મણિશ્વર ભાઇશંકર જોશી.**

રે બન્ધુ, આ સમાજમાં કો પણ જાતની આવક નથી. નેરાશ્રીત ચાલે છે. માટે પરોપકારને આત્મ વિભૂતિ સમજી આ માજને સહાય કરો.

પ્રત્યેક મનુષ્યને માટે ત્રણ પ્રકારના કર હોય છે. રાજ્યક્રિય, પ્રજાક્રિય અને ધાર્મિક કર. મનુષ્યોએ રાજ્યની ક્ષીણતા વખતે રાજ્યકીય કર આપવો, પ્રજા પીડા વખતે પ્રજાકીય કર આપવો, અને સધ્ધર્મની ક્ષીણતા વખતે ધાર્મિક કર આપવો.

આજ હિંદીઓએ તો એ ત્રણે કર આપવાના છે. એ ત્રણે ક્ષીણતાને પામ્યા છે. અને બીજા દેશોને માથે તો તેની ક્ષીણતાના કર છે.

એ કર કરકસર કરીને પણ ભરી શકો છો. નિરર્થક જ્ઞાતિવરા, મિજલસો, ચાહ પાણી, નૃત્ય વગેરેમાં પુષ્કળ પૈસા ખર્ચો, એના કરતા કરકસરથી બચત રકમ આપી તમારો કર પુરો કરો. જે વખતે પ્રજાને ત્રણે રોગ લાગ્યા ત્યારે પ્રજા એશઆરામ ના કરે, જ્ઞાતિવરા ના કરે, મિજલસો ના કરે. નૃત્ય ના પસંદ કરે, અને મિથ્યા આનંદ શોક ગણે ત્યારેજ ક્ષીણતાથી પીડાતા રોગી રૂપ પ્રજા પોતાના રોગથી વિમુખ થઇ શકે છે. **લી. કાર્ય વાહક મંડળ.**

## મથન મંડળ એટલે શું ?

મથન મંડળ હજુ સ્થાપનામાં આવ્યું નથી. જ્યારે ઘણા ખરા ધર્મના જ્ઞાની પુરુષો આ સમાજમાં હશે ત્યારે તે સ્થાપવામાં આવશે, જેમાં દરેક વિષયોનું મથન (સંશોધન) કરી તેનો નિર્ણય કરવામાં આવશે. જે નિર્ણયના આધારે આખી જૈન સમાજને દોરવામાં આવશે

માટે હાલતો દરેક શુભેચ્છકોએ આચાર્યના કહેવા મુજબ પોતાના આચાર વિચાર રાખવા. (આચાર્ય કાર્યવાહકોની સંમતિથી કામ કરશે). અને જ્યારે **મથન** મંડળ થાય ત્યારે તમો તમારી અનુકુળતા જોઇ મથન મંડળમાં દાખલ થજો, અને જૈન સમાજનું શ્રેય થાય, મનુષ્યને છાજે, તથા સદાચારી થવાય એવા બંધનો ઘડજો અને પ્રજાને સધ્ધર્મને રસ્તે દોરજો.

**લી. કાર્ય વાહક મંડળ.**

આ ચોપડી છપાવવા માટે સ્હાય કરનાર ઉદાર ગૃહસ્થોના નામ :—

| નંબર. | નામ. | રૂા. આ. પા. | સ્થળ |
|---|---|---|---|
| ૧, | છગનલાલ નાથુભાઈ રૂપાવાળા | ૫ -૦- ૦ | સુરત. |
| ૨. | મણિધર ભાઇશંકર જોશી | ૩ -૦- ૦ | સુરત. |
| ૩. | ઘેલાભાઇ દયારામ સુખડીયા | ૩ -૦- ૦ | હાંસોટ. |
| ૪. | મોહનલાલ તુલશીદાશ ગજ્જર | ૨ -૦- ૦ | સુરત. |
| ૫. | અમૃતલાલ ઉત્તમરામ મહેતા | ૨ -૦- ૦ | સુરત. |
| ૬. | ચંદુલાલ દુર્લભદાસ ગાંધી | ૧ -૮- ૦ | હાંસોટ. |
| ૭. | ભોગીલાલ ઘેલાભાઈ દેશાઇ | ૧ -૮- ૦ | હાંસોટ |
| ૮. | ભગવાનદાસ રૂપચંદ કંટ્રાકટર | ૧ -૪- ૦ | મુંબઈ. |
| ૯. | ચંદ્રવદન છગનલાલ | ૧ -૪- ૦ | સુરત |
| ૧૦. | ગોરધનદાસ વલ્લભદાસ પારેખ | ૧ -૦- ૦ | સુરત. |
| ૧૧. | માણેકલાલ કાશીરામ કાપડીયા | ૧ -૦- ૦ | સુરત |
| ૧૨. | છોટાલાલ બાળમુકુન્દદાસ | ૧ -૦- ૦ | સુર |
| ૧૩. | શીવશંકર ભાઈશંકર જોશી | ૧ -૦- ૦ | સુરત. |
| ૧૪. | હરસુખલાલ છગનલાલ મોદી | ૧ -૦- ૦ | સુરત. |
| ૧૫. | સાકેરલાલ લલ્લુભાઇ | ૧ -૦- ૦ | મુંબઈ. |
| | કુલ. | ૨૬ -૮- ૦ | |
| | ચોપડીઓ છપાવવા માટે પરચુરણ આવક | ૬ -૪- ૦ | |
| | કુલે. | ૩૨-૧૨-૦ | |

ઉપરના ગૃહસ્થોએ પોતાનો ઉદાર હાથ જે લંબાવ્યો છે, તેમનો સમાજ અંતઃકરણ પૂર્વક આભાર માને છે. અને તેમનું અનુકરણ કરવા દરેક ભાઇ બ્હેનોને વિનંતિ છે.

લી૦ કાર્યવાહક મંડળ.

નીચેના ગૃહસ્થોએ નીચે જણાવેલા માસીક પૈસા આપવા ઠરાવ્યું છે. માટે સમાજ એમનો આભાર માને છે, અને બીજાઓને એમનું અનુકરણ કરવા વિનંતિછે.

૧. સોમાભાઇ તુલશીદાશ પટેલ. ૧
૨. બંસીલાલ હીરાલાલ મોદી. ૦॥
૩ છગનલાલ નાથુભાઈ રૂપાવાળા ૦।
૪. મણિધર ભાઈશંકર જોશી ૦।

# ભાઇઓ અને બહેનોને ખુશખબર.

હમારે ત્યાં દરેક જાતનું જરીકામ, છુટક તથા જથાબંધ મળશે. જેવું કે કીનારી, ગોટા, ચપડા લેસ, ફીત, કોર, સાડીની ભરેલી કોર, દરેક જાતનું ભરતકામ, ચલક, સલમો, કટોરી, ટીકી, વગેરે વગેરે.

મળવાનું ઠેકાણું:—
છગનલાલ નાથુભાઇ રૂપાવાળા.
બેગમપુરા સુરત.

ચોપડી મળવાનું ઠેકાણું:—
વિદ્યાર્થી મણિધર ભાઇશંકર જોશી,
મહીધરપુરા કંસારા શેરી સુરત.

# સૌથી પહેલું આ વાંચશો !

## શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૫ | સાથર્ક | સાર્થક |
| ૬ | ૧૨ | માગ | માર્ગ |
| ૭ | ૧૫ | જે સ્થાપત થઇ, | જે સમાજ સ્થાપન થઇ |
| ૧૦ | ૧૩ | કરોપતિતોધ્ધાર | કરો, એટલે પતિતોદ્ધાર |
| ૧૧ | ૧૩ | પાગી | પ્રાગી |
| ૧૨ | ૨૨ | રીતે | રીતે |
| ૧૫ | ૫ | પ્રમાણોનો | પ્રમાણનો |
| ૧૭ | ૩ | એમાં | એમ |
| ૧૭ | ૮ | હોયનો | હોય, જો કીધા હોયનો |
| ૧૮ | ૧૬ | વિદ્દિરત્નેન | વિદ્દિરત્નેન |
| ૨૨ | ૧ | ચૂકયોછે. | ચૂકાવ્યો છે. |
| ૨૪ | ૧૧ | તાડીવાળા | તાડીવાળાને |
| ૨૯ | ૨૫ | દુર્વ્યસની | દુર્વ્યસનથી |

---

આ પુસ્તક સુરત. સ્ટેશનરોડ ઉપર સરકારી તાર ઓફિસ સામે આવેલા **શ્રી મહાશક્તિ પ્રિન્ટીંગ વર્કસમાં ચંપકલાલ ગિરધરલાલ જરીવાળાએ** છાપ્યું. અને વિદ્યાર્થી મણિધર ભાઇશંકર જોશીએ મહીધરપુરા કંસારા શેરીમાંથી પ્રગટ કર્યું.